શાહ પ્રણિત.

# લાલસિંહ સાવિત્રી નાટક.

અથવા

## સ્વયંવર વિધીથી સુખી દંપતીનું ચરિત્ર.

---

દોહરો.

હીંદુસ્તાન વિષે હતો, સુખદ સ્વયંવર ચાલ;
ચરીત્ર તેનું આતર્યું, વાંચો ધરી વહાલ.

રચીને પ્રગટ કરનાર.

## દામોદર ખુશાલ શાહ

તથા

## પ્રભુદાસ પુરૂષોત્તમ શાહ.

બોટાદ—કાઠિયાવાડ.

---



સંવત ૧૯૪૪. ઈ. સ. ૧૮૮૮.

---

કીંમત રૂ૦—૫—૦

३३७०

શાહ પ્રણિત.

# લાલસિંહ સાવિત્રી નાટક.

અથવા

## સ્વયંવર વિધીથી સુખી દંપતીનું ચરિત્ર.

દોહરો.

હીંદુસ્તાન વિષે હતો, સુખદ સ્વયંવર ચાલ;
ચરીત્ર તેનું ચીતર્યુ, વાંચો ધરી વહાલ.


રચીને પ્રગટ કરનાર.

## દામોદર ખુશાલ શાહ

તથા

## પ્રભુદાસ પુરૂષોત્તમ શાહ.

બોટાદ—કાઠિયાવાડ.





સંવત ૧૯૪૮. ઈ. સ. ૧૮૮૮.

કીંમત રૂ૦—૫—૦

# પ્રસ્તાવના.

આ ભરતખંડની અસલ ઘણીજ ચડતી કળા હતી, તે વખતનો વૈભવ ઇંદ્રપુરીની શોભાને લજ્જીત કરતો હતો. જેની અંદર ગૌત્તમ, વિશ્વામીત્ર, ભારદ્વાજ વગેરે મહાન રૂષિઓ તથા રામ, કૃશ્ન, ધર્મરાજા વગેરે પ્રજાપાળક ભૂપતીઓ પોતાનાં પવીત્ર નામ અમર કરી ગયા છે. એવા ભરતખંડમાં વસતા આર્યોનો વૈભવ બીજા દેશના લોકોને લલચાવતો હતો, લોકો સત્યવક્તા, ઉદાર દીલના, દીર્ઘ દ્રષ્ટીવાળા, ને સદા સંતોષી હતા. અર્થાત્ બધી રીતે લોકોની તથા હીંદની ચડતી કળા હતી.

તે વખતની લગ્ન રૂઢી વખાણવા લાયક હતી, દંપતીમાં ખરો સ્નેહ સંપાદન કરાવનાર સ્વયંવરનો તે વખતે ચાલ હતો. એમ આપણે પ્રખ્યાત દ્રષ્ટાંતથી તથા શાસ્ત્ર ઉપરથી જાણીએ છીએ. સ્વયંવરનો ચાલ કેટલો ફાયદાકારક છે તે વિષે આ નાટકની અંદર લખવામાં આવ્યું છે; માટે અત્રે એ વિષે બોલતા નથી.

સ્વયંવરના સુખ વિષે એક નિબંધ અમારે વાંચનારની સેવામાં મૂકવાનો વિચાર હતો. પણ નિબંધ કરતાં નાટકમાં વધારે રસ પડેછે. એમ જાણી સુખી દંપતીના ચરીત્ર રૂપ નાટક રચ્યું છે.

આ નાટકનો કાળ સત્યુગ નથી. પણ કળીયુગ છે. દ્વાપરનો અંત થયાપછી કળીયુગ બેઠો તે વખતની આ વાત છે એમ જાણવું.

નાટક રચવાનો આ અમારો પ્રથમ પ્રયત્ન છે. માટે સર્વે ગૃહસ્થો સુધારીને વાંચવા મેહેરબાની કરશો.

પદ્ય વિષયમાં તાળ, માપ વગેરેમાં ભૂલ હોય તે પણ સુધારીને વાંચશોજી.

એજ વિનંતી તારીખ. ૧૫–૩—૮૮ **ગ્રંથકર્ત્તા.**

---

## પાત્રજનો.

**વિજયસિંહ**............ચંદ્રનગરનો રાજા.
**ચંદ્રવદના**. ............તેની સ્ત્રી.
**સાવિત્રી** ..............તેની પુત્રી.
**ગુલાબરાય**.............વિજયસિંહનો પ્રધાન.
**ઇશ્વરભટ્ટ**................રાજ્યગોર.
**ઉદયસિંહ**..............કૌસ્તુભ પુરીનો રાજા.
**મનસુખરામ**............તેનો પ્રધાન.
**લાલસિંહ**...............ઉદયસિંહનો પુત્ર.
**પ્રાણજીવન**..............લાલસિંહનો વિદ્યાગુરૂ.
**છબીલરાય**...............લાલસિંહનો મિત્ર ને પ્રધાન પુત્ર.
**વિજયાલક્ષ્મી**............છબીલરાયની સ્ત્રી.
**ચંદ્રસિંહ**...............,મણીપુરનો રાજા.
**બુદ્ધીસાગર**...............તેનો વિદ્યાગુરૂ

**સભાસદો, શહેરના લોકો, દેશદેશના રાજાઓ, જાનના માણસો, સીપાઇઓ વગેરે વગેરે.**

શાહ પ્રણિત.

# લાલસિંહ સાવિત્રી નાટક.

## મંગળાચરણ.

### (સર્વે પાત્રો.) ગરબી.

નાથ કૈસેં ગજકો બંધ છોડાયો; એ રાહ.

સ્નેહે સ્તવીએ શ્રીહરી સુખકારી, ભક્ત વત્સળ ભવ ભય હારી. સ્ને૦
અગણીત અકળ અખંડીત યુક્તી, ત્રીભુવનનાથ તમારી;
જળસ્થળ વ્યાપ્ત તમે જગજીવન, અજર અમર અસુરારી. સ્ને૦
પ્રેમે પ્રભુ પદ પંકજ પુજી, વંદીએ વારમવારી;
કરૂણાના સાગર દીન દયા કર, અર્જ સ્વીકારો અમારી. સ્ને૦
હે જગવંદનહીંદની હાલત, નિશ્ચય થૈ છે નઠારી;
સ્હાય કરો સચરાચર સ્વામી, દીલ વિષે દયા ધારી. સ્ને૦
ચડતી કળા કરી ભરતભૂમીની, રાખો સુખી નર નારી;
આનંદ સર્વના ઉરમાં આપો, ઈશ્વર છો ઉપકારી. સ્ને૦
દંપતી સ્નેહ વધારો પ્રતીદીન, માગીએ મૂખે ઉચ્ચારી;
શાંતી સદૈવ કરો જગ સ્વામી, શાહની અર્જ સ્વીકારી. સ્ને૦

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કૌસ્તુભપુરી-વિદ્યાલય.

### પ્રાણજીવન, લાલસિંહ ને છબીલરાય.

**લાલ૦**—સાહેબ, આપની અનુકંપાથી મેં તથા છબીલે સારી રીતે વિદ્યાભ્યાસ કર્યોછે કાલે મારા પીતાશ્રીપરીક્ષા લેવાનાછે. તો આજના દિવસમાં કાંઈ સુખરૂપ શીખામણ આપવાની મેહેરબાની કરશો.

**પ્રાણ૦**—વાહ તમારો આ વિચાર ઘણોજ સ્તુતીપાત્ર છે. માબાપની સેવા કરવી એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે. માટે એ વિષે અલ્પ બોધ સાંભળો.

**સૈયર દુઃખશું દાખવું. એ રાહ.**

સત્ય સેવા માત તાતની, જાણે સર્વે સંસાર;
એ અપવર્ગ અપાવશે, ટાળી પાપ અંબાર. સત્ય૦
અર્ભકાવસ્થા માં આપણી, બહુ કરી બરદાસ;
પાલણ કીધું છે પળ પળે, આણીને અવકાશ. સત્ય૦
દુઃખ સહન કરી સર્વદા, આપ્યું સુખ અપાર;
સર્વે પ્રકારે સુખી કર્યા, એ મોટો ઉપકાર; સત્ય૦
શુભ ઈચ્છ્યું સદા આપણું, આપી ખાનને પાન;
સર્વથી શ્રેષ્ટ સંસારમાં, દીધું વિદ્યાનું દાન. સત્ય૦

યુવાનીનો મદ આણીને, વિસારે જે આભાર;
પુરે પાપી એને જાણવો, ગુમાવ્યો અવતાર. સત્ય૦
જીવનું સાર્થક જાણવું, પીતુ માતની સેવ;
જે થકી રીઝે જગપતી, તેવી રાખવી ટેવ. સત્ય૦
ધન્ય જેણે પીતુમાતની, સેવા કીધી સદાય;
ધન્ય વળી તેની બુદ્ધિને, પુજ્યા પ્રેમથી પાય. સત્ય૦
જન્મ સુફળ શ્રવણે કર્યો, પાળી માતને તાત;
આજ્ઞા ઉલંઘન નવકરી, થયો વિશ્વમાં ખ્યાત. સત્ય૦
પાળવા આજ્ઞા પીતા તણી, વેઠ્યું શ્રીરામે વંન;
દુઃખ સહ્યું ઘણું દીલમાં, જાણેછે સહુ જંન. સત્ય૦
મહીમા ઘણો માત તાતનો, શાસ્ત્ર પુરેછે શાખ;
વૃદ્ધ પણે માત તાતના, પુરવા અભીલાખ. સત્ય૦
માત પીતા પદ પુજતાં, પામે તીર્થનું પુન્ય;
ચાર પદારથ પામશે, નરહે કાંઇ ન્યુન. સત્ય૦
કટુ વચનો કહે ક્રોધથી, દેખી આપણો દોષ;
આશિષ રૂપ માની લઈ, રૂદે ધરવો ન રોષ. સત્ય૦
મંદ મતી તણા માનવી, તરછોડે માબાપ;
ગુણ પરે અવગુણ કરે, પુરાં તેહનાં પાપ. સત્ય૦

**લાજ્ઞ૦**—વાહ વાહ!

**પ્રાણ૦**—માબાપની સેવા વિષે જેટલું બોલીએ તેટલું થોડું છે. ક્ષણે ક્ષણે આપણાપર અધીક ઉપકાર કર્યા છે. તે બધાનો

બદલો કોઈ રીતે વાળી શકાય તેમ નથી હવે રાજ્યનિતિ વિષે સાંભળો.

( મારા પંથીરાજ પ્રણામરે ) એ રાહ.

શાણા શિષ્ય સુણો ધરી સ્નેહરે, કહું રાજ્યની નિતિ ;
સુખ દાયક સર્વદા જેહરે, કહું રાજ્યની નિતિ ;
પાલણ કરવું પ્રજા તણુંરે, પુરી ધારીને પ્રીત ;
પુત્ર બરાબર જાણવી એવી રાખવી મુળથી રીતરે. કહુ૦
દાદ સાંભળવી સર્વનીરે, કરવો સત્ય ન્યાય;
લલચાવું નહીં લોભથી ભલે લાંચ આપે કો કદાપરે. કહુ૦
ક્રોધ કપટને ક્રુરતારે, ઈર્ષ્યાને અભીમાન;
એવા દુર્ગુણો વર્જવા, જેછે દુઃખ તણું નીદાનરે. કહુ૦
સત્ય સાહસને સભ્યતારે, દેવું દીનને દાન;
સદ્‌ગુણો એવા સંઘરી મેળવી લેવું વિશ્વમાં માનરે. કહુ૦
ભૂપતી એ કરવો ભલોરે, પરદેશે પ્રવાસ;
વિષય પ્રમાદ વ્યસન તણો સ્નેહે કરવો શાણાએ વિનાશરે. કહુ૦
ત્રીજોરીને તપાસવીરે, મેળ રાખવો નિત્ય;
ઉર વિચાર કર્યા વિના કદી વ્યર્થ વાવરવું ન વિત્તરે. કહુ૦
નિર્જળ સ્થાન વિષે સદારે, નિશ્ચે કરવું નવાણ;
પરમાર્થે જર વાપરી કરવું જીવ કેરૂં કલ્યાણરે. કહુ૦
વિદ્યા હુન્નર વધારવારે, પ્રિતેથી પ્રતીદીન;
વાંચી ગ્રંથ નવા નવા, સર્વ વાતથી થાવું પ્રવીણરે. કહુ૦
પ્રેમ ધરવો પ્રભુ પદેરે, કરી ઉત્તમ કાજ ;
શાંતી પ્રસારી સ્થળે સ્થળે, રૂડી રીતે ચલાવવું રાજરે. કહુ૦

**છબી૦**—વાહ ! થોડું પણ કેટલું ઉપયોગી પદ્ય છે. લાલસિંહ ? તમારે આ વાત અક્ષરે અક્ષર યાદ રાખવા લાયક છે કેમ ?

**લાલ૦**—યથાર્થ છે. પણ સાહેબ હવે સર્વોપયોગી શિક્ષા કહોતો મોટી મેહેરબાની. તસ્દીતો પડશે પણ શિષ્યપર દયા લાવી એટલું કહો.

**પ્રાણ૦**—એમાં તસ્દી શાની શિષ્યને શિખવવું એ ગુરૂનો ધર્મ છે. લ્યો સાંભળો.

## રાગ ઓખાહરણનો.

મારી ઓખા બાઈ સલુણાં. એ રાહ

શુણો શિક્ષા વચન હીતકારી; સ્નેહે ઉરમાં લેજો સ્વીકારી.
સત્ય ભાખવું મુખથી સદા; કે'વું જુઠું કથન નહીં કદા.
સંપી વસવું સહુજન સંગ; જેથી અંગમાં વધશે ઉમંગ.
ધૈર્ય આપત્તિ કાળમાં ધારી; હૈયે દુઃખથી જાવું ન હારી.
સહુ કાળ કરી સત સંગ; કરવો વશ રીપુ અનંગ.
મોટા માણુસને દેવું માન; શક્તી સમ દેવું દીનને દાન.
પાપ પંથે ન માંડવો પાય; ગુણ વિશ્વમાં જેથી ગવાય.
કરવી ન ચોરી ચાડી કદા; રે'વું સંતોષ ધારીને સદા.
પરી બ્રહ્મશું રાખવી પ્રીતી; ઉર લેશન ધરવી અનીતી.
સર્વ મનુષ્યનું ઈચ્છવું સારૂં; તેથી મંગળ થાશે તમારૂં.
આપ ગુણ ગાવા નહીં આપે; જેથી અપજશ વિશ્વમાં વ્યાપે.
અતી ઉલટે કરવો ઉદ્યોગ; કરી સમયનો સદ્ ઉપયોગ.
પીતુ માતને પાળવા પ્રીતે; રંચ દુઃખી ન થાય એ રીતે.

મનથી તજી મીથ્યાભિમાન; વા'લ ધારી થવું વિદ્યાવાન.
વ્યય કોઈ અને ખર્ચ કરવું; સોહે સમય મુજબ અનુસરવું.
સહસા કરવું નહીં કામ; ત્યાગવું દુરવ્યસન તમામ.

**લાલ૦**—બહુ કૃપા કરી સાંજ પડવા આવી હવે રજા હોયતો ઘેર જઈએ.

**પ્રાણ૦**—ખુશીથી જાઓ. ( બંને જાય છે )

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ કૌસ્તુભપુરી. રાજ્ય દરબાર.

## ઉદયસિંહ. મનસુખરામ ને પછી પ્રાણજીવન.

**ઉદય૦**—પ્રધાનજી. લાલસિંહે પોતાનો અભ્યાસ હવે પુરો કર્યો છે. ને વિદ્યામાં સંપુર્ણ માહીતગાર થયો છે. ને હવે મારા ધારવા પ્રમાણે તેને ધનુર્વીદ્યાનો અભ્યાસ કરાવવા માટે આપણા સૈન્યાધીપતી ફતેસિંહને સોંપ્યો હોયતો ઠીક. કેમ તમારો શો મત છે ?

**મન૦**—મારો પણ એજ વિચાર છે. રાજ પુત્રે ધનુર્વીદ્યા જાણવી અવશ્યની છે. વળી કુમારશ્રીની બુદ્ધી ઘણી ચપળ છે એટલે ટુંક મુદતમાં શીખશે.

**ઉદય૦**—લાલસિંહ તથા છબીલને વિદ્યાભ્યાસ કરાવનાર પ્રાણજીવને આપણાપર અનેક ઉપકાર કરીને મને સંપુર્ણ સંતોષ પમાડયો છે. ને ભણાવવાપર પુર્ણ લક્ષ આપ્યું છે.

( પ્રાણજીવન આવે છે )

પ્રાણ૦—કલ્યાણ થાઓ યશવંતા ભૂપતી.

ઉદય૦—પધારો વીપ્રવર આ આસને બીરાજો.

પ્રાણ૦—( બેસે છે ).

ઉદય૦—તમે મારાપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો વાળવાને હું અશક્ત છું. આ જગતમાં સર્વથી શ્રેષ્ટ વિદ્યાનું દાન મારા પુત્રને આપી મને ઉપકૃત કર્યો છે. આ વખતે તમને જે દાન કરવું તે જુજ છે તોપણ આજે જુજ દક્ષણા આપું છું તે અંગીકાર કરશો. ( મૌક્તીકમાળા આપે છે )

પ્રાણ૦—(લઇને) શુભથાઓ. હવે મને રજા છે ?

ઉદય૦—પધારો. ( પ્રાણજીવન જાય છે )

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—ચંદ્રનગર, શયનગ્રહ.

## વિજયસિંહ ને ચંદ્રવદના.

ચંદ્ર૦—પ્રાણનાથ મારે આપને એક વિનંતી કરવી છે. તે સાંભળવા ફુરસદ હોય તો કહું.

વિજ૦—તારા મનમાં જે વાત હોય તે ખુશીથી નીવેદન કર પ્યારી.

ચંદ્ર૦— **લાવણી.**

એ કુદરતના કરનાર. એ રાહ.

સાંભળશો સ્વામીનાથ વાત આ મારી;
નીજ દુહીતા કેરૂં હીત ચિત્તમાં ધારી.

વાંચીને પુસ્તક ઘણાં સુનિતી વાળા;
વિદ્યામાં પુર્ણ પ્રવીણ બની છે બાળા.
થૈ છે વરવાને યોગ્ય ચતુર કુમારી;
પીરૂ કરો પુત્રીનાં લગ્ન વાત ઉરધારી.
સ્વામી શોધીને સુજ્ઞ પ્રતાપી પુરો;
નીજ તનયા આપો નાથ જોઇને શુરો.
જો મળે સુતાની જોડ સુખતો પામે;
દંપતી પરસ્પર સ્નેહ સર્વથા જામે.
આપણને દે આશીષ કાર્ય એ કરજો;
વા'લા આ વિનતી અલ્પ ધ્યાનમાં ધરજો.

**વિજય૦**—મારા મનમાં પણ એજ વિચાર થયાં કરેછે. સાવિત્રીના લગ્નની વાત ઘણાં દિવસ થયાં વીચારૂં છું પણ યોગ્ય જોડ મળે તો લગ્ન કરીએ તે માટે મારો વિચાર સ્વયંવર કરવાનો છે. કેમ એ ચાલને તું પસંદ કરેછે કે નહીં.

**ચંદ્ર૦**—આપનો આ તર્ક ઘણોજ સ્તુતીપાત્ર છે ને તે ચાલ સર્વોત્તમ છે.

**વિજય૦**—બહુ સારૂ આજ કચેરીમાં એ વિષે વાત કાઢીને નક્કી કરીશ ઈશ્વરેચ્છા તો ઓણુસાલ લગ્ન કરીએ.

**ચંદ્ર૦**—જેવી આપની મરજી તેમાં મારો શો વધારે મત પહોંચે. તમારી પુત્રી છે.

**વિજય૦**—ક્યાં છે સાવિત્રી.

**ચંદ્ર૦**— "અભ્યાસ ઓરડામાં" બેઠી હશે.

**વિજય**૦—વારૂ કાલે હું તેનો અભ્યાસ તપાસી જોઈશ.

**ચંદ્ર**૦—બહુ સારૂં. (પડદો પડે છે)

---

# પ્રવેશ ૪ થો.

**સ્થળ—ચંદ્રનગર. રાજ્યદરબાર.**

**વિજયસિંહ, ગુલાબરાય, ઈશ્વરભટ ને સભાસદો**

**વિજય**૦—( સિંહાસનારૂઢ થાય છે )

**ગુલાબ**૦—આપશ્રીયે કન્યાશાળાનું મકાન નવું ચણાવવા ફરમાવેલ તે મુજબ તૈયાર થયું છે અને ઔષધાલય, પુસ્તકાલય, કસરતશાળા, સંસ્કૃત પાઠશાળા ને ધનુર્વીદ્યાનીશાળા બંધાવવાને કામ ચાલતું કર્યું છે.

**વિજય**૦—બહુ સારૂ. રાજ્ય પ્રકરણી કાર્ય કર્યા પ્રથમ મારે સર્વેને એક વાત પૂછવી છે ને તે એછે કે મારી પુત્રી સાવિત્રીના વિવાહ કરવાનો વિચાર હું બે વર્ષ થયા કરૂં છું, પણ યોગ્ય જોડ નહીં મળી શકવાથી તે વિચાર હમણા બંધ હતો. ને આજ એવો વિચાર થયો છે કે પુત્રીનો સ્વયંવર કર્યો હોયતો સારૂં. પ્રધાનજી ? આ બાબત તમે શો અભિપ્રાય આપો છો.

**ગુલાબ**૦—સર્વોત્તમ રસ્તો એજ છે. પુત્રીનું હીત એથીજ થાય છે.

**વિજય**૦—ઈશ્વરભટ્ટ તમે શું કહો છો.

**ઈશ્વર**૦—મારો મત આ પ્રમાણે છેઃ—

**સજનકા હાથમેં ગજરા. એ રાહ.**

શુણો શ્રોતાજનો પ્યારા, વિચારો દાખવું મારા;
ભુષણ જે આર્યનું ભારી, સ્વયંવર ચાલ સુખકારી.
મળે નીજ જોડ મન ગમતી, વધે એથી અધીકરતી;
અતી આનંદ એ પામે, વળી દીલ દુ:ખ સૌ વામે.
સજોડેથી સુખી થાતા, લહે આશીષ પીતુ માતા;
વખાણે વિશ્વ એ જોડું, મહાત્મન એહનું થોડું.
સદા સંતાન સુધારે, બધા દુર્ગુણ નીવારે;
શિયળ તે સ્નેહથી પાળે, બધા દીન સુખમાં ગાળે.
ચહે શુભ પુત્રીનું જેઓ, સ્વીકારે આ રૂઢી તેઓ;
સ્વીકારીને સ્વયંવરને, વર્યા સીતા રઘુવરને.
વળી નળ સાથ દમયંતી, વરી સ્નેહેથી ગુણવંતી;
પ્રિતે પરણીદ્રુપદ કુંવરી, કીરીટીને પસંદ કરી.
કહું સંક્ષેપમાં આજે, સુતા ને સુખ દાતાજે;
તમારી કલ્પના સારી, રૂઢી પ્રાચીનની ધારી.

**સભાસદો**—(હર્ષની તાળી સાથે) વાહવાહ !!!

**વિજય૦**—સ્વયંવરનો ધારો સર્વેને પસંદ પાડવાથી એજ રીતે લગ્ન કરવા તે નક્કી થયું પણ સ્વયંવરમાં કેવા કેવા પ્રશ્નો પુછવા તે નક્કી કરો.

**ગુલાબ૦**—ક્ષત્રી પુત્રે ધનુર્વીધા ખચીત જાણવી જોઈએ. માટે એક ધનુવિદ્યાનો પ્રશ્ન, તર્ક શક્તી જોવા માટે એવા એકાદ બે પ્રશ્ન, સમસ્યા, પાદપૂર્તિ વગેરે પુછવાં કે જેથી ધનુર્વિધા સાથે તર્કની પણ પરીક્ષા થાય.

**વિજય૦**—પ્રશ્નો શોધવા માટે હું, ગુલાબરાય, ઈશ્વરભટ, પાઠશાળાના શિક્ષક રવીચંદ્ર તથા ધનુર્વિદ્યાના શિક્ષક જયસિંહ. એ પાંચની મંડળી ઠરાવુંછું ને તે પાંચે કાલ સવારે મારા ખાનગી દીવાનખાનામાં મળવું.

**ગુલાબ૦**—જેવી આપશ્રીની મરજી.

**વિજય૦**—વળી ભરત ખંડના જે દેશોના રાજાઓ સાથે આપણે ખાવા પીવાનો કન્યા દેવા લેવાનો વ્યવહાર હોય તેમને કંકોત્રીઓ લખવી પડશે માટે તે પણ કામ ત્યારેજ કરીશું.

**ગુલાબ૦**—બહુ સારૂ.

**વિજય૦**—સભાજનો-હમેશ કરતાં આજ તમને વધારે વખત રોકવામાં આવ્યા છે તે માફ કરી હવે સૌસૌને મુકામે પધારો. ( સભા વિસર્જન થાય છે )

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—કૌસ્તુભપુરી રાજ્યદરબાર.

## ઉદયસિંહ ને મનસુખરામ.

**ઉદય૦**—પ્રધાનજી કાલરાત્રે ચંદ્રનગરનો કોઇ સવાર આ પત્રીકા આપી ગયો છે તે વાચો.

**મન૦**—( લઇને વાંચે છે. )

**ગરબી.**

**અમે ઈશ્વર માગીએ એટલું. એ રાહ.**

**ખરા ક્ષત્રી અને વિદ્યાવંતજે,**

ભર્ત ખંડના ભૂપ તમામ. વાંચી વે'લા આવજો.
લખે ચંદ્રનગર તણો ભૂપતી,
પ્રેમે સ્વિકારી મારા પ્રણામ. વાંચી.
મારી સાવિત્રી નામની કુંવરી,
તેણે પુર્ણ કર્યો વિદ્યાભ્યાસ. વાંચી.
થઈ વરવા લાયક વર્ષ ચૌદની,
લગ્ન કરવાં તેનાં સહુલ્લાસ. વાંચી.
સ્વયંવરથી વરાવવી શાણીને,
એવો છે મારા મનમાં વિચાર વાંચી.
વિદ્યાવંત નરેશ પધારજો,
નથી મુર્ખનું કામ આહાર. વાંચી
ધનુર્વિદ્યા તણી પરીક્ષા થશે,
બીજા પ્રશ્નો પુછાશે તે વાર. વાંચી
માટે વિદ્યાના કુશળ મહીપતી,
તેઓ ઉરમાં કરીને વિચાર. વાંચી.
સર્વે પ્રશ્નોના ઉત્તર આપશે,
એવો જે હશે ક્ષત્રી વિદ્વાન. વાંચી.
મારી પુત્રી વરાવીશ તેહને,
અન્ય કરશો ન મિથ્યાભીમાન. વાંચી.
શુભ મંડપને શોભા આપવા,
સ્નેહ સહીત સહુ અધીરાય. વાંચી.
સહુ વાતે જાણારી નીપુણ જે,
કોડે વરશે તે મારી કન્યાય. વાંચી.

**ઉદય૦**—વાહ વિજયસિંહ ધન્ય છે તારી મતીને આર્ય ભુપણુ સર્વોતમ રાહનો તેં ઉદય કર્યો.

**મન૦**—સાહેબ, લાલસિંહને મોકુલીશું ? છે વિદ્વાવંત ને ચંચળ એટલે ઈશ્વર અનુકંપાથી જીતેતો જીતે.

**ઉદય૦**—હા મોકલીયે પછી ઈશ્વરેચ્છા ખાનગી પ્રધાન તરીકે સાથે છબીલરાયને મોકલીયે.

**મન૦**—આપની જેવી ઈચ્છા. હુકમ મુજબ સર્વે સામગ્રી તૈયાર કરાવીશ. ને કાલે રવાના કરીએ.

**ઉદય૦**—હા એમજ કરીએ. (સર્વે જાયછે.)




# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ચંદ્રનગરની ભાગોળ.

### વિજયસિંહ, ગુલાબરાય, સીપાઈઓ વગેરે.

**ગુલાબ૦**—મહારાજ દરેક ભૂપતીને તંબુઓમાં ઉતારા આપવામાં આવ્યા છે. ને દરેક તંબુએ આપણા તરફના પાંચ પાંચ સવાર રાખ્યા છે.

**વિજય૦**—બહુ સારૂ તમે હવે શહેરમાં જાઓ ને હું દરેક રાજાને મળવા જાઉંછું.

**ગુલાબ૦**—કાલે સ્વયંવર મુહુર્ત છે એમ હું દરેક ભુપને કહી આવ્યો છું એટલે બધા કાલે સવારે રંગમંડપમાં ભેગા થશે.

**વિજય૦**—ઠીક હું જાઉંછું. (જાયછે)

**ગુલાબ૦**—(સિપાઈઓને) ચાલો હવે આપણે નગરમાં જઈએ.

**સિપાઈ૦**— આગ્ના પ્રમાણે ચાલીયે. ( સર્વે જાય છે )

---

# પ્રવેશ ૨ જો.

**સ્થળ ચંદ્રસિંહનો તંબુ**

**ચંદ્રસિંહ ને બુદ્ધીસાગર.**

**ચં૦**— ( મુછે હાથ નાંખતો ગાય છે )

**ઠુમરી** (ત્રોટકની ઢબ)

રથપેં રઘુનંદન આવત હે. એ રાહ૦

ઢગથી રૂપવંત વિલોકી અતી;
મુજને નૃપની કુંવરી વરશે. ઢગથી૦
નૃપ મંડળમાં મુજ વીર્યુ કહો;
તહીં કોણ ધનુષ્ય કરે ધરશે. ઢગથી૦
જગમાં છઉં ચક્રવર્તી નૃપ હું;
મમ આણ સહુ સ્થળમાં ફરશે. ઢગથી૦

મુજ નેત્ર બહુ વીકરાળ દીસે;
યમદૂત વિલોકી દીલે ડરશે. દ્રગથી૦
કદી પાટુ તણો હું પ્રહાર કરૂં;
ધરણી તળ તો ઉથલી પડશે. દ્રગથી૦
ભૂપ અન્ય કદાપી તહીં જીતશે ;
લઇ નારી મને શરણે કરશે. દ્રગથી૦
મુજ સંગ કુસંપ કરી જગમાં;
નર કોઇ બળીષ્ટ ન ઉગરશે. દ્રગથી૦
સહુ રાયહું જાણું શિયાળ સમા;
મુજ કેશરી સંગ કયો લડશે. દ્રગથી૦

બુદ્ધી૦—(સ્વગત) દુષ્ટને અહંકાર આવ્યો. હવે મારે જરા કહેવું તો ખરૂં જોઇએ શું થાય છે. (પાસે જઇને) હે મીથ્યાભીમાની સાંભળ.

**બર્વાનું તાન.**

**સરદરેન ઝુક રહી બનમેં સો. એરાહ.**

મિથ્યા માન ધરીને મહીપતી, બહુ શું લવરી કરેરે. ટેક.
શિદ કરાવે કીંમત તારી, મુંઢ મતી નાદાનરે;
દ્રુપદ આણી હૈયામાં નિજ, જશ મુખશું ઉચરેરે. મિથ્યા૦
તારાથી બળીયા ભૂપતી, મળશે ત્યાંહી અનેકરે;
આગળથી શું મંદ અકલના, ઉરમાં ગર્વ ધરેરે. મિથ્યા૦
છેક છકીનામાં અભીમાની, ઉતરશે અભીમાનરે;
શું છે તારૂં રૂપ અનુપમ, કે નૃપ પુત્રી વરેરે. મિથ્યા૦
અક્કલ હીણુ વિચારી જો ફિર, જેહ હતા ગર્વીષ્ટરે;

ક્રોધ રહ્યા નહીં કોઈ ન રે'શે, મૃત્યુ વીણુ મરેરે. મિથ્યા૦
લંકપતીએ ગર્વ ધરીને, હર્યા જાનકી માતરે;
બહુ બળવંત હતો પણ આખર, માર્યો રઘુવરેરે. મિથ્યા૦
મુછે હાથ ન ધરતું મુરખ, ચતુર થઇને ચેતરે;
નૃપ તનયા વરશે કો બીજો, લજીત જૈશ ઘરેરે. મિથ્યા૦
વિદ્યા હીણ વળી બળ હીણો, બળ જણવે નીજ મૂખરે;
કીડી સરખો પણ ફોકટ શીદ, ગીરીશું બાથ ભરેરે. મિથ્યા૦
રતીનાથ બળવંત બનીને, અતી ધરતો અભીમાનરે;
ક્રોધ કરીને બાળી નાંખ્યો, ત્યાં તતકાળ હરેરે. મિથ્યા૦
કસોટી વિષે જઇ કસાવું, જરૂર ભૂપતી જાણરે;
નથી મીષ્ટાન્ન જઇ ત્યાં જમવું, કે ઝટ ઉદર ભરેરે. મિથ્યા૦
ફુલાયે કયમ ફુલણજી થઈ, રાજ્ય તણો ધરી ગર્વરે;
કાળરૂપી ખાડામાં કોડે, શા સારૂ ઉતરેરે. મિથ્યા૦
ચડયું પડે ને જન્મ્યું મરશે, નિયમ સૃષ્ટીનો જાણરે;
ચડતી પડતી ચાલી જાયે, ફુલ્યું તેહ ખરેરે. મિથ્યા૦
મારૂં કથન સ્વીકાર નહીંતો, ખચીત બનીશ ખુવારરે;
આપ વખાણે વાધે અપયશ, કામ ન કાંઇ સરેરે. મિથ્યા૦
શિષ્યગણી આપું શીખામણ, હૃદય ન ધારીશ રીસરે;
તુજહીત ઇચ્છી કહું કથન, નથી કંઇ મુજ લાભ અરેરે. મિ૦

**ચં૦**—ઠીક હવે કાંઇ કહેવું છે. ?

**બુદ્ધી૦**—શું વધારે કહું. આટલામાં સમજ તો સારૂ. હું તો તારા લાભ માટે કહુંછું.

**ચં૦**—(ગુસ્સામાં) અમારે લાભ નથી જોઇતો નિકળો

બહાર નહીં તો—

**બુદ્ધી॰**— નહીં તો શું કરીશ.

**ચં॰**—( તરવાર કાઢીને ) શું કરીશ શું હલાલ કરીશ.

**બુદ્ધી॰**—સુખેથી હલાલ કરો ભાઈ હું તારે તાબેછું. તું ગુરૂ દાવો સાચવી મારૂં મુસ્તકલે.

**ચં॰**— (સ્વગત) અરે હું આશું કરૂં છું. મારો ગુરૂ તેને હું મારવા ઉભો થાઉ છું. ધીક્કાર છે મને (પ્રકાસ્ય) ગુરૂજી ( તરવાર ફેંકી દઈને ) માફ કરજો. હું તમને પ્રણામ કરૂ છું. મેં અવીચાર કર્યો ( પાયલાગે છે )

**બુદ્ધી॰**—કલ્યાણ થાઓ.

**ચંદ્ર॰**—(આંખમા અશ્રુઆણી) અરે હું ગુરૂ દ્રોહી થયો મને કલંક લાગ્યું મહારાજ મારૂં પાપ કેમ જશે. મારે માથે હાથ મૂકો મને માફી આપો.

**બુદ્ધી॰**—ધન્ય છે તારી મતીને. પણઃ—

### દોહરો

" જે મતી પાછળ ઉપજે, સોમતી આગળ હોય;"
"કામ ન બીગરે આપકો, દુરીજન હસે ન કોય. "

હશે થયું તે થયું હવેથી જે કરવું તે વીચારીને કરવું.

**ચં॰**—આપની આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ.

**બુ॰**—તો સારૂં થશે. ( બંને ઉઠી જાયછે )

—:૦:—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ.—ચંદ્ર નગર, રંગ મંડપ.

## વિજયસિંહ ગુલાબરાય, ઈશ્વર ભટ્ટ, લાલસિંહ.

## દેશ દેશના રાજાઓ, સિપાઈઓ પુરજનો વગેરે.

(સર્વે રાજાઓ પ્રાત પોતાને આસને બીરાજ્યા છે ને ઈશ્વર ભટ્ટ મધ્ય ભાગે ઉભા છે )

**વિજય**૦—ભટ્ટજી? સર્વે ભૂપતીઓ આવી ચુક્યા છે હવે સ્વયંવરના પ્રશ્નો વિષે કહી સંભળાવો.

**ઈશ્વર**—આજ્ઞાઃ ભૂપતીઓ સાંભળોઃ—

મહારાજ વિજયસિંહની પુત્રી સાવિત્રીનાં લગ્ન કરવા માટે વિચાર કરી સરવાનુમતે સ્વયંવરથી લગ્ન કરવા એમ ઠર્યું તે મુજબ દેશોદેશ કંકોત્રીઓ લખીને આપને આમંત્રણ કર્યું હવે આજ મુહુર્ત છે, ને સ્વયંવરનો પ્રથમ પ્રશ્ન ધનુર્વીધાનો છે તે એકે—ઉમેદવારે આંખે પાટા બાંધી મધ્ય ભાગે આ ઓટા-પર ઉભા રહેવું ને પછી એકજણુ *તીરવા દૂર ઉભો રહે. ઉભો રહેનાર સખ્સ હાથ ઉંચા રાખીને તાળી પાડે એટલે ઉમેદવારે શબ્દવેધી બાણુ મારી તેની ડાબા હાથની હથેળીનો બરાબર ભાગ વીંધી નાંખવો. (કોઈ ઉભું થતું નથી.)

**વિજય**—ઉઠો ક્ષત્રી પુત્ર આમ કાયર શું થયાછો.

ભરતખંડમાં કોઈ ક્ષત્રી નથી કે શું ?

(બધા એકબીજાની સામું જુએછે)

---

*તીરવા એટલે બાણુ જાય ત્યાં સુધી દૂર.

**લાલસિંહ**—( ઉભો થઈને ) મારા સદ્ગુરૂના પ્રતાપથી હું એ કામ કરીશ.

**ઈશ્વર**—ધન્યછે રાણીજાયા વીરને. ધન્ય છે ભરતખંડને ! !

**વિજય**—તમારૂં નામ ઠામ કહેશો ?

**લાલ૦**—કૌસ્તુભપુરીના ભૂપતી ઉદયસિંહનો હું પુત્ર. મારૂં નામ લાલસિંહ છે.

( ગોઠવણ પ્રમાણે બાણ મારી હથેળી વિંધેછે. )

**ઈશ્વર**—જયછે ભૂપતી કુંવરી તમને અર્પી. પણ હવે વિવાહબંધી એચાર પ્રશ્નોના ઉત્તર આપો.

**લાલ૦**—ખુશીથી પુછો.

**ઇશ્વર૦** **મનહરછંદ.**

મળીને પુરૂષ ચાર બન્યો એક પ્રૌઢનર.
એવા પાંચ પુરૂષથી બની શાણી સુંદરી;
મળી એવી નારી આઠ થયું નપુંસક નક્કી.
સંશય ન આણો વાત કહુંછું ખરેખરી.
એવા નપુંસક વીશ સાથે મળ્યા સ્નેહ થકી.
ત્યારે તે બધાની એક પ્રૌઢ કામની કરી.
પુરે પુરી પંડીતાઇ પ્રીચ્છવાને પુછું પ્રશ્ન.
અધીશ સભામાં એનો ઉત્તર દો ઉચરી.

**લાલ૦**—એમાં શું એ બધા અનુક્રમે પાશેર, શેર, પાચશેરી, મણીકું ને ખાંડી.

**ઇશ્વર૦**—આ દોહરાનો અર્થ કહો.

**મહીધર અરી પ્રતી કામની, તાત પુત્ર ધરનાર;**

તે સુત સુત કહો કોણછે, એ પુછ્યું આવાર;

**લાલ૦**—અહી એટલે પૃથ્વી તેનો ધરનાર સાપ. તેનો શત્રુ ગરૂડ, તેના પતી શ્રીકૃષ્ન, તેની સ્ત્રી લક્ષ્મી, તેનો પીતા સમુદ્ર, તેનો પુત્ર ચંદ્ર, તેના ધરનાર શંકર, તેના પુત્ર ગણેશ. તેના પુત્ર લાભ.

**ઈશ્વર૦**—વારૂ આ દોહરામાંથી એક વાક્ય શોધી કાઢો

**દોહરો.**

પરમેશ્વરને નમન કરી, કરવું સારૂં કામ;
તે લક્ષણ ધીમંતનું, જણાય છે સૌ ઠામ.

**લાલ૦**—"ધીરજનું પરીણામ સારૂં છે" એ વાક્ય નીકળે છે.

**વિજય૦**—તમે વિદ્વાન ને રણશુરછો 'એમ મારી ખાત્રી થઈ હવે આ સમસ્યા પૂર્તિ કરો એટલે થયું.

**લાલ૦**—પુછો.

**ઈશ્વર૦**— **ભુજંગીનું ચોથું ચરણ.**

શશાંકે ગ્રહ્યો રાહુને ક્રોધ આણી.

**લાલ૦**—સાંભળો:—

નિધીને વલોવી અમી કાઢયું જ્યારે,
સહુ સુરને શ્રીહરી પાય ત્યારે;
પીવા કારણે આવીયો રાહુ જાણી,
શશાંકે ગ્રહ્યો રાહુને ક્રોધ આણી.

**વિજય૦**—સાબાશ છે ઉદયસિંહના પ્રતાપી પુત્ર.

( ઈશ્વરભટ્ટ ચાંલ્લો કરેછે. )

**વિજય૦**—(ઉભા થઈને) નૃપતીઓ મારી કુંવરી લાલસિંહને અર્પણ કરીએ કાલે લગ્ન મુહુર્ત છે માટે સર્વ કાલનો દિવસ રહેજો એવી મારી વિનંતી છે. (સૌ ઉઠે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—ચંદ્રનગર ભાગોળ.

### વિજયસિંહ, ચંદ્રવદના, સાવિત્રી, જાન, પુરજનો વગેરે.

**ચંદ્રવદના**—પુત્રી તું સમજુ છે. એટલે કાંઈ કહેવાનું નથી તોપણ મારો ધર્મ સમજીને જે કહું છું તે લક્ષમાં રાખજે.

**ગરબી.**

ઓધવ નંદનો છોરો તે નમેરો થયોજો. એ રાહ.

શાણી પુત્રી હું શીખ દઉં સ્નેહથીજો,
તારૂં થાય સદાય શ્રેય જેહથીજો. શાણી૦
સેવા સાસુ સસરાની રોજ કીજીએજો,
તેની આજ્ઞા શીરે ચડાવી લીજીએજો. શાણી૦
પતી આજ્ઞા પ્રીતે સદૈવ પાળીયેજો,
દીલમાંથી દુર્ગુણ બધા ટાળીએજો. શાણી૦
સહુ સાથે સંપી રહેવું સર્વદાજો,
કટુ વચન કોને ન કહેવું કદાજો. શાણી૦
ધર્મ પાળવો ખરો પતીવ્રતા તણોજો,
હીતકારી જણાય જેહ આપણોજો. શાણી૦

જ્ઞાન દાતા સુપુસ્તકો તપાસીએજો,
શાણી સખીયોનો સંગ સદા રાખીએજો. શાણી૦
નીજ મનને તાબે હમેશ રાખવુંજો,
સહુ લોકોની પાસ સત્ય ભાખવુંજો. શાણી૦
કામ વીના ન પારકે ઘરે જવુંજો,
સારી શીક્ષા સ્વીકારીને સુખી થવુંજો. શાણી૦
હાસ્ય મુખથી અધીક નહી કીજીએજો,
પતી સંગે આનંદ અતી લીજીએજો. શાણી૦
અનીતી ન લેશ ઉર વીષે રાખવીજો,
આળ કુડીકો ઉપરે ન નાખવીજો. શાણી૦
કુળ લાજે એ કાર્ય કરવું નહીંજો,
સહુ સદગુણો આનંદથી લેવા ગ્રહીજો. શાણી૦
મહત્તાન લેશ દીલ વિષે આણવીજો,
દીન મનુષ્યની પીડ દીલે જાણવીજો. શાણી૦
અન્ય પુરૂષનો સંગ નહીં રાખવોજો,
પતી ભક્તીરૂપી સ્વાદસુધા ચાખવોજો. શાણી૦
અતી સ્નેહે સંતાન ને સુધારવાંજો,
દઈ જ્ઞાન અજ્ઞાનથી ઉગારવાંજો. શાણી૦
સ્વચ્છ રાખવું ભુવન અતી પ્રીતથીજો,
સદા તેને શ્રૃંગારવું સુરીતથીજો. શાણી૦
પ્રભુ ઉપરે પુનીત પ્રીત ધારીએજો,
સર્વ કામ વીષે ઈશને સંભારીએજો. શાણી૦
તને—શાણીને શું વિશેષ શીખવુંજો,
ઉર થોડું કથ્યું અધીક જાણવુંજો, શાણી૦

**સાવિત્રી૦—**

**વિનતી ધરજયો ધ્યાન—એ રાહ**

જાઓ નગર મોઝાર માજી મારાં જાઓ૦—ટેક
ચિંતા કરીને મારા તરફની, મુંઝાશો નવકો વાર માજી૦
શિક્ષા તમારી ઉર ધરીને, સ્નેહથી કરીશ સ્વીકાર. માજી૦
સ્વયંવરેથી લગ્ન કરીને, જોડ દીધી સુખકાર. માજી૦
પુત્રી તણું હીત ચીત્તમાં ચાહી, અધીક કર્યો ઉપકાર. માજી૦
તેનો ન બદલો વાળી શકાયે, કોઇ દીવસ નીરધાર. માજી૦
પત્ર પ્રતીદીન લખતાં રહેશો, પુત્રી ઉપર ધરી પ્યાર. માજી૦
હુ પણ પત્ર લખીશ તમ ઉપર, વા'લથી વારમવાર. માજી૦
મારા વિયોગે દુ:ખી ન થાશો, અતર માંહી લગાર. માજી૦
વાલી સુતા હોયે પણ અંતે, સાસરામાં વસ્તનાર. માજી૦
આશીશ આપો હસ્ત ધરી શીર, કરી મુખેથી ઉચ્ચાર માજી૦
મુજ સખીઓને કહેજો મારાં; વંદન વાર હજાર. માજી૦
શોક તજીને ઘેર સિધાવો, થાઉં જવા હું તૈયાર. માજી૦

**ચદ્ર૦**—પુત્રી તું સુખેથી સાસરે જા. ત્યાં જઇને તારી સાસુને મારી વતી ખબર પુછજે. કુટુંબની સ્ત્રીયોને મારા પ્રણામ કહેજે. તારા પીતાની રજા લઈ લે.

**સાવિત્રી૦**—પીતાજી મને આજ્ઞા આપો.

**વિજય૦**—જા બેટા, કોઇ પ્રકારે મુંઝાઈશ નહીં ને કાગળ લખતી રહેજે.

**સાવિત્રી૦**—સારૂ. (સર્વે રસ્તે પડેછે.)

.........

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—કૌસ્તુભપુરી-શયનગ્રહ.

## લાલસિંહ ને સાવિત્રી.

સાવિત્રી૦— મહીદીપ છંદ.

શીર શીરદાર સ્વામીનાથ સુખકારી,
ચર્ણ ચાંપનાર દીન દાસી હું તમારી;
સત્ય ઉપકાર જગત નાથ તો હું જાણું,
મેળવી સુજોડ કોડ ધારીને વખાણું.
બુદ્ધી આપની સ્વયંવરે પુરી પીછાણી,
યોગ્ય જોડ તે સમે તમારી મેં પ્રમાણી;
નારી ધર્મ બોધ મારી માત પાસ પ્રીતે,
શીખીને ખચીત ચિત્ત ધારીઓ સુરીતે.
નાંખી આપના તમામ શોકને વિખેરી,
હું સદૈવ સેવના કરીશ આપ કેરી;
શક્તીના પ્રમાણમાં ભણેલી છું વિવેકે,
જાણું ધર્મ નારનો હું એક નેક ટેકે.
પ્રાણનાથ આપને પ્રભુ સમાન જાણી,
રીઝવીશ મૂખથી ઉચ્ચારી મીષ્ટ વાણી;
માન આણી બોલતી નથી હું પ્રાણ પ્યારા,
અસવાત દાખવી ચિત્તે ધરો તમારા.

લાલ૦—પ્યારી તારો અભ્યાસ મેં જાણેલો છે. સૃષ્ટીમાં

ખરૂં સુખ દંપતી સ્નેહ છે ને તે સુખ મળવાનું ઉત્તમ સાધન સ્વયંવર છે. તારા પીતાને ધન્ય છે કે તેમણે હીતકારી ચાલનો ઉદય કર્યો. જો આ દાખલો લઇ બીજા સ્વયંવરો થાય તો આર્ય ભૂમીની દશા ચઢતી થાય. વિદ્યા ભણવાપર સૌની પ્રીતી થાય ને વિદ્વાનોનું માન વધે એ નીઃસંશય છે.

**સાવિત્રી૦**—સ્વયંવરમાં બાધ નથી. શાસ્ત્રમાં પણ સ્વયંવરની હા પાડેલીછે સિતા, દમયંતી, દ્રૌપદી વગેરેનાં સ્વયંવર થયા હતા તે વાત કોણ નથી જાણતું ? જગત પ્રસીદ્ધ છે.

(પડદો પડે છે)




# અંક ૩ જો.

—:o:—

## પ્રવેશ ૧ લો.

**સ્થળ કૌસ્તુભપુરી સાવિત્રીનો મહેલ.**

**સાવિત્રી ને બિજયાલક્ષ્મી.**

**સાવિત્રી**— **રાગ હોરી.**

સાવરો અજહું નહીં આયો. એરાહ.

આલી સાંભળ વાત તું મારી. મારીરે૦ આલી.

મુજ માબાપે મહેર કરીને, જોડ દીધી સુખકારી;

તેમના પુણ્ય પ્રતાપથી પામી, વર બળીઆ ધનુધારી;
અતી થઇછું હું આભારી. આલી૦
ભુષણ જે ભર્તખંડનું ભાસે, રૂઢી સ્વયંવર સારી;
દંપતી સ્નેહ વધારક તેને, સ્નેહ ધરીને સ્વીકારી;
વડું ઉર વા'લ વધારી. આલી૦
પંડીત કેરી પરીક્ષા ત્યાં કીધી, ભૂપ સભાભરી ભારી;
સકળ કળામાં નિપુણ શોધીને, મૂજને આપી આવારી;
વિવેકથી જોઈ વિચારી. આલી૦
શ્રીપ્રભુનો ઉપકાર હું માનું, વા'લથી વારમ વારી;
સુજ્ઞસ્વામી તણા તાબામાં સોંપી, જાણી મને રાંક નારી;
શંકા સહુ શીઘ્ર વીદારી. આલી૦
માતને તાત જીવો ઘણું મારાં, પામજો સુખ અપારી;
ઈશને અર્જ કરૂં કે એઓને, શાંતીદો નિત્ય પસારી;
એ ઉરથી આશીષ મારી, આલી સાંભળ વાત આ મારી૦

**વિજયા—** **રાગ ગરબી.**

મારા સ્વામી બોલોને બાળા. એ રાહ.

સખી દીન આનંદનો આજે,
કરી કરૂણા વડી મહારાજે. સખી૦
નગર વાસી સર્વે ખુશી થાયે,
ઉત્સવ દીન શેહરમાં દેખાયે. સખી૦
મુદીત થયાં તમ સાસુ સસરો,
શ્રીંગાર્યાં લોકોએ પોતાનાં ઘરો. સખી૦

દીવાળીથી આજ શોભા સારી,
આનંદે ફરે સહુ નરનારી. સખી૦
સમાગમ આપનો મેં કીધો;
વિદ્યા તણો લાભ વડો લીધો. સખી૦
ગણું ધન્ય જીવતર હું મારૂં,
પ્રભુ અનુકંપા ઉરે ધારૂં. સખી૦
અધીક આનંદ ઉરે પામી,
સુખી કરો તમ જોડું જગ સ્વામી. સખી૦
ધન્ય માત તાત તમારાને.
અર્પો પ્રીતેથી ચાલ સારાને. સખી૦

સાવિ૦—તમારા જેવી સખીના સામાગમથી મને પણ યોગ્યજ્ઞાન પ્રાપ્ત થશે એમ ધારૂં છું. (બંને જાય છે)

.........

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પ્રાણજીવનનું વિચાર ભુવન.

પ્રાણજીવન આનંદ પામીને ગાય છે.

**બનઝારા.**

મુજ છોર ચલ્યા બનઝારા. એ રાહ.

કરી કરૂણા હરી સુખકારી, આનંદ આજનો ભારી.
તું દયાવંત બહુ દીસે, યશ આપ્યો મને અતીશેરે.
શું વર્ણવું મુખ વિસ્તારી, આનંદ આજનો ભારી.
નૃપ સુતને મેં રૂડી રીતે, વિદ્યા આપી અતી પ્રીતેરે;

તે સુકૃળ ફળી આવારી, આનંદ આજનો ભારી.
તે સ્વયંવરે જીતેથી, સંતોષ થયો અતી એથીરે.
ધન્ય લાલસિંહ મતી તારી, આનંદ આજનો ભારી.
નથી લોભ વિતનો મારે, રહ્યું નામ અમર જગમાંરે;
થઈ ઈચ્છા પુરણ મારી, આનંદ આજનો ભારી.
તમ જોડું અમર રહેજો, રતી રંગે અતી સુખ લેજોરે;
જય જય પામો નરનારી, આનંદ આજનો ભારી.

હવે હું સંતોષ પામ્યો છું. મારા હાથ તળે ભણેલા રત્ને જગતમાં પ્રખ્યાતી મેળવી એ શું ઓછું ખુશી થવા જેવું છે. નાના, એવિના બીજો આનંદ કયો હતો. વિજયસિંહને પણ ધન્ય છે કે તેણે આવો સન્માર્ગ ગ્રહણ કર્યો. આ દ્રષ્ટાંત મૂજબ બીજાઓ વર્તેતો ભરતખંડ એક અલૌકીક સૂખમાં રહે એ નિ:સંશય છે.

( નેપથ્યમાં ) જમવા પધારો.

**પ્રાણ૰**—( ઉઠી નીકળે છે. )

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ–લાલસિંહનો મહેલ.

લાલસિંહ ને છબીલરાય.

**રાગ ગરબી.**

**(ઓધવજી સંદેશો કહેજો શામને. એ રાહ.)**

**સાંભળ બાત અતી આનંદની વાતડી,**

સ્વયંવરેથી જોડ મળી સુખકારજો;
સદગુરૂની કરૂણાથી સુખ એ સાંપડ્યું,
એથી માનું એ ગુરૂનો ઉપકારજો. સાંભળ૦
વિદ્યાદાન દીધુંછે જેણે વા'લથી,
સ્વયંવરે પામ્યો હું જેથી કૃતેહજો:
બદલો તેનો કોઇ દીવસ ન વળી શકે,
અતી આભાર ગણાયે મુજપર એહજો. સાંભળ૦
દંપતી સ્નેહ ખરૂં સુખછે સંસારમાં,
સર્વે સુખમાં એ મોટું સુખ ધારજો;
સ્વયંવરેથી એવું સુખ મળે સદા,
તે પામ્યા પ્રભુ કરૂણાથી આવારજો. સાંભળ૦
હીંદ તણી હાલત સુધરશે એથકી,
એ ધારો છે સર્વોત્તમ સહુ ઠામજો.
વિજયસિંહની સદ્બુદ્ધિને ધન્ય છે,
આ દુનીયામાં અમર રખાવ્યું નામજો. સાંભળ૦
આ વખતે મુજ અંતઃકરણ થકી ખરો,
માત, પીતા, ગુરૂનો માનું આભારજો.
સુખ આપો સુખકારી ઇશ્વર એમને,
યશ પામો આ દુનીયા માંહી અપારજો. સાંભળ૦
સ્વર્ગ તણું સુખ આપો એને શ્રીહરી,
એવી અર્જ કરૂં હું જોડી હાથજો.
સ્વીકારશો દીનદાસ તણી આ વીનતી,
આભરા ભરણ વીણ અવનીના નાથજો. સાંભળ૦

**છબીલ૦**—તમારી વાત યથાસ્થીત છે. આ બાબત તમારી આગળ મારે કાંઈ કહેવા જેવું નથી.

**લાલ૦**—બંધુ આર્ય દેશમાં વિજયસિંહ જેવા પુરૂષ સીંહની પેઠે ગર્જના કરી સ્વયંવરના ચાલનો ઉદય કરેતો હાલની હીંદની અધમ સ્થિતી સુધરે. એ માટે કાલ સવારે "ઉદયસિંહ પુસ્તકાલય " માં સર્વ પુરજનો સમક્ષ મારે એક ભાષણ આપવું છે. માટે સર્વ ગૃહસ્થો ત્યાં આવે એવી રીતના સમાચાર શહેરમાં આપવા.

**છબીલ૦**—બહુ સારૂ હું તમામ નગર વાસીને કહેવરાવીશ. એ બાબતની: સંશય રહો. ( બંને ઉઠી નીકળે છે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ.—ઉદયસિંહ પુસ્તકાલય.

## લાલસિંહ, છબીલરાય. પુરજનો વગેરે.

**છબીલ૦**—( ઉભો થઇને) ગૃહસ્થો !

આપ સરવેને અહીં આવવાની તસ્દી આપી છે તેનું કારણ જાણતા હશો. તોપણ મારે કહેવું જોઇએ કે આજ સર્વે નગરવાશી નાનાં મોટાં તમામના દીલમાં આનંદ પ્રસરી રહેલ છે. કુમારશ્રી લાલસિંહજી સ્વયંવરમાં જીત્યા માટે આપણે તેમને મુબારકબાદી આપવી જોઈએ વળી આપણામાં જે અજ્ઞાનતા રહી છે તે બાબત પર કુમારશ્રી અત્રે ભાષણ કરનાર છે તે ધ્યાન રાખીને શ્રવણ કરશો એવી વિનંતી છે.

( સીતાળીઓ પાડે છે )

**લાલ૦**—( ઉભો થઇને )—આર્યબંધુઓ !!!

તમને અહીં બોલાવવાનું કારણ છબીલરાયે કહ્યું માટે હું બોલતો નથી.

આ સંસારમાં ખરૂં સુખ દંપતીસ્નેહ છે. સ્ત્રી પુરૂષને પરસ્પર પ્યાર હોય તો તેમને સંસાર સુખ રૂપ થાય છે. પુરૂષને હમેશનો સાચો સોબતી સ્ત્રી છે ને સ્ત્રીને માથે પુરૂષ છે. માટે દંપતી સ્નેહ એજ સુખદાયક છે. હવે દંપતી સ્નેહ વધારે શી રીતે થાય છે, તે વિષે બોલતાં મારે પ્રથમ કહેવું જોઈએ કે હાલના દંપતીમાં પરસ્પર પ્યાર થોડાનેજ હોય છે કારણ કે ગુણ, ઉમર ને સ્વભાવમાં એક જોડું હોય તો સ્નેહ વધે છે. હાલમાં જોઇશું તો બાળવર ને યુવાન કન્યા. કાંતો યુવાન વરને બાળ કન્યા વગેરે અનેક પ્રકારનાં કજોડાં છે. તેથી એક બીજાનો સ્વભાવ જૂદો જૂદો હોવાથી મળતી રાશ આવતી નથી ને એવી રીતે મળતી રાશ ન આવવાથી મન જૂદાં રહેછે.

એવી રીતે જૂદાં મન ન રહેવાનું ખરૂં કારણ સજોડુંછે ને તે સજોડું પ્રાપ્ત થાય તે માટે આપણા પૂર્વજોએ શાસ્ત્રાનુંસારે સુખદાયક સ્વયંવરનો ચાલ કર્યો છે. તે અત્યંત લાભકારી છે. તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. સ્વયંવર વિષે બોલતાં પ્રથમ હાલની લગ્ન રૂઢી વિષે કહુંછું. હાલની લગ્ન રૂઢીમાં સ્ત્રી પુરૂષ પોતે પસંદ કરી શકતાં નથી. તેમનાં માબાપો પસંદ કરી પરણાવે છે. તેમાં પણ કન્યાવિક્રયનો ત્રાસદાયક ચાલ હોવાથી મહાદુઃખ ઉત્પંન થાય છે. એ ચાલ એટલો તો

ગેરલાભકારી છે કે તે વિષે બોલતાં પાર આવે નહી. શાસ્ત્રમાં પણ કહેલ છે કે " ઘણાં મોટાં પાપ હોય તેપણ શંકરના પૂજનથી દૂર થાય પણ કન્યાવિક્રયનું પાપ કોઇ કાળે છુટેજ નહીં " તોપણ મુંઢમતીના આર્યો કાંઇ સમજતા નથી. જેમ વસ્તુ લીલામ કરવી હોય તે જે વધારે કીંમત આપે તે લઈ જાય તેમ પોતાની ગાયરૂપ પુત્રીને વેચે છે. અહો પ્રભુ આ કેવો કુચાલ. હાથે કરીને ખાડમાં નાખનારા માબાપો કયે ભવ છૂટશે. એવા કુચાલથી ઘણી છોડીઓ નાનપણમાં વિધવા થાય છે. એ શું થોડું દુઃખ છે.

સ્વયંવરના ચાલથી અનેક પ્રકારના ફાયદા થાય છે. તે વિષે જેટલું બોલીએ તેટલું થોડુંજ છે. વળી તે શાસ્ત્ર રીત મુજબ છે. પ્રાચીન કાળમાં સ્વયંવર થતા હતા સીતા, દમયંતી, દ્રૌપદી વગેરેનાં દ્રષ્ટાંતથી કોણ અજાણ્યું છે. જનસમુહમાં પ્રખ્યાત દ્રષ્ટાંત આપણે વાંચીએછીએ ને સાંભળીએ છીએ. તોપણ કોઈની આંખ ઉઘડતી નથી. માટે હે આર્ય બંધુઓ !!! જાગ્રત થાઓ ને તપાસો. ઇંગ્લાંડ વગેરેનાં દ્રષ્ટાંતો જુઓ. તમારી પુત્રીનું હીત ચાહીને સ્વયંવરનો ચાલ કરો સ્ત્રીને, ગાયને જ્યાં દોરીએ ત્યાં જાય મુંઢને માર શાવાસ્તે મારોછો. વિચારો કે સ્ત્રીને ખરો આધાર કોણ છે ? પુરૂષજ. માટે તમે તપાસીને કાર્ય કરોતો આગળ જતાં સુખ પામશો.

વળી પુનર્લગ્નનો સુખ દાયક ચાલ પણ નથી. પચાસ વર્ષનો પુરૂષ રાંડે તોપણ ફરીને ઉધલે. ને બીચારી સ્ત્રીનો રાંડી

એટલે પછી કાંઇ થાય નહીં આ કેવો અન્યાય! કેવો જુલમ?

અહો પરમેશ્વર મારા આર્ય બન્ધુઓને સન્મતી આપ કે જેથી તેઓ નઠારા ચાલને બંધ કરી સારા ચાલને ગ્રહણ કરે. એટલુ બોલીને હું મારૂં ભાષણ બંધ કરવાની રજા લઉં છું.

( હર્ષની તાળીઓ પડે છે )

( સૌ વીસર્જન થાય છે )

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—રંગભૂમી.

## સુત્રધાર ને વિદુષક.

સુત્ર૦—કાં ભાઇ આ નાટક તેં બરાબર જોયું.

વિદુ૦—હા ભાઇ આ જોયું એમાં શું કહેછે.

સુત્ર૦—જોયું તો ખરૂં પણ કાંઇ સમજ્યો કે "તુમડીમાં કાંકરા".

વિદુ૦—તુમડીમાં કાંકરા હોય કળશીયામાં કાંકરા.

સુત્ર૦—અરે બેવકુફ હજી કાંઇ સમજ્યો નહીં ત્યારે તેં જોયાનું સાર્થક શું કર્યું.

વિદુ૦—સાર્થક કરવાનું તને સોંપ્યું. અમને એવું આવડે નહી. તોપણ આ નાટકમાં કેટલુંક મારે સમજવા જેવું હતું તે સમજ્યો છું.

સુત્ર૦—શું સમજ્યો કહે.

**વિદુ૦**—સ્વયંવર કરવો એ સમજ્યો. પુત્રીને ભણાવવી, કન્યા વિક્રય ન કરવો, સારી ચાલે ચાલવું, માબાપની સેવા કરવી, અહંકાર ન કરવો વગેરે વિષયો મારા ધ્યાનમાં જરા ઉતર્યા છે ખરા.

**સુત્ર૦**—માટે હે ભાઈ હીંદુઓમાં કન્યા વિક્રયનો જે નઠારો ચાલ છે તે દૂર થાય; અને સ્વયંવરનો ઉદય થાય એવા હેતુથી તેના કર્તાએ આ નાટક કર્યું છે. ને તે નાટકની અસર આર્ય બંધુઓના અંતઃકરણમાં થાય એ માટે કર્ત્તાએ શ્રમ લીધો છે. તેનું સાર્થક થાય ને કર્ત્તાની મેહેનત સુફળ થાય એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. વળી છેવટ મારે ભારતજનને આશિર્વાદ દેવો જોઇએ.

**વિદુ૦**—શો આશિર્વાદ દેવો છે બોલ.

**સુત્ર૦**—સાંભળ.

**રાગ કલ્યાણ.**

ભરતખંડના,પુત્ર હીંદુઓ;સર્વદા સુખી થજો,સ્વદેશી બન્ધુઓ. ટેક.
ચાલ સ્વયંવરનો અતી ઉત્તમ તેનો થજો પ્રસાર;
દંપતી પામો સુખ પ્રતીદીન, માણું કરી ઉચ્ચાર. ભરતખંડ.
પતી વૃતા થાજો સહુ નારી, સેવી નીજ ભરથાર;
દયા દાનનો સૌના દીલમાં, વાસ થજો સુખકાર. ભરતખંડ.
વિજયસિંહ સમવિજયી પુરૂષો, પ્રગટ થજો જગમાંય;
જેથી સુધરે હીંદની હાલત, કંચન ભૂમી કે'વાય. ભરતખંડ.
ભવ્ય ભલાં ભાષણ સૌ ભાખે, પ્રીતે કરી પ્રયત્ન;
ઇશ્વરની કરૂણાથી એવા, અગણીત પ્રગટો રત્ન. ભરતખંડ.

વિનતી **શાહ** તણી ઉરધારો, વિશ્વતણા પ્રતીપાળ:
તનુજ તમામ ગણી પોતાનાં, શ્રી હરી લ્યો સંભાળ. ભરત.

**વિદુષક**—તથાસ્તુ ! ! !



# આશ્રય પત્ર.

## આગળથી ગ્રાહક થનાર સાહેબોનાં નામ.

---

### બોટાદ.

૧૧ ભાવસાર આનંદજી ઝવેરદાસ લીંબડીઆ મારફત. ૫ રા. રા. આનંદજી ઝવેરદાસ. ૧ સલોત ઉજમશી લાલચંદ ૧ બગડીઆ નાગર ઓઘડ. ૧ ગાંધી ફુલચંદ જીવણ. ૧ દવે નારાયણ દયાળજી. ૧ વડોદરીઆ હરગોવિંદ શીવલાલ દીવાની કોર્ટમાં. ૧ મેમણ દાદન નથુ.

૨ દોશી હીમતલાલ હરીલાલ. ૧ રા. મણીશંકર જેઠા. ૧ રા. મોહન ચકુ. ૧ ગાંધી સુખલાલ રતનશી. ૧ રા. જેચંદ ઓતમ. ૧ રા. પ્રાણજીવન નથુભાઇ. ૧ રા. ધારશી તલકશી. ૧ રા. મોતીલાલ જીવન. ૧ રા. હરગોવિંદ અજરામર. ૧ મારફતીઆ મગન આણંદજી. ૧ મારફતીઆ હરખચંદ ચતુર. ૧ રા. ગોપાળ મથુર. ૧ રા. જગજીવન લાધા. ૧ રા. તારાચંદ લાધા. ૧ રા. દુર્લભ પ્રેમજી. ૧ રા. વીરજી વીઠલ. ૧ શા. મથુર વાલજી. ૧ સોની રણછોડ બેહેચર. ૧ દોશી કરશન નાનજી ૧ રા. મોર નથુ. ૧ રા. રવજી ટોકર. ૧ રા. મકન જુઠા. ૧ રા. અમરતલાલ બકોર. ૧ રા. જગજીવન હરીચંદ ૧ રા. દેવચંદ નાનચંદ. ૧ સોની ભાઇચંદ જેઠા. ૧ રા. મોર ઝવેર. ૧ રા. જગજીવન લાલચંદ ૧ રા. છગનલાલ

ફીકાભાઈ. ૧ સોની મેરામ સામત. ૧ રા. ઉજમશી ટોકર. ૧ રા. ત્રીભોવન નાગર. ૧ દરજી મુળજી ભગા. ૪ મે. પુરૂષોત્તમ કફલ. ૧ માવજી મોતી. ૧ રા. મણીશંકર ત્રીભોવનદાસ.

૩૦ રા. રા. ઉજમશી રઘુભાઇ સલોત મારફત ૬ રા. રા. ઉજમશી રઘુભાઇ. ૧ શા. પરશોતમ તારાચંદ. ૧ રા. મહાશંકર ગૌરીશંકર. ૧ ગાંધી નરોતમ છગન. ૧ શા. જીવરાજ ઝવેર ૧ ગોપાણી ચાંપશી મુળચંદ ૧ રા. કેશવલાલ વેલશી. ડુંગમેડી ૧ રા. વર્ધમાન ચતુર. ૧ શા ડુંગરશી દીપચંદ રાણપુર. ૧ ઠકર વીરજી નાનજી. ૧ શેઠ ઓધડ ખોડીદાસ. ૨ શા. ત્રીભોવન સંઘજી હડદર. ૧ શા. ઉતમચંદ ભુદર લાઠીદડ. ૧ દેશાઇ વરધમાન કશળચંદ. ૧ વોરા ત્રીભોવન હીમચંદ. ૧ રા. સંઘજી જેઠા. પાળીયાદ. ૩ રા. નવલ મોતીચંદ. નાગલપુર. ૩ રા. રાજપાળ નારણ લીંબડી. ૨ રા. પરશોતમ હકા લીંબડી. ૪૬ ભાવસાર આનંદજી ઝવેરદાશ મારફત.

### ધંધુકા.

૨૫ ભાવસાર ચતુર વી. મોતી મારફત. ૧રા. ચતુર મોતી ૧ ભાવસાર છગન નથુ. ૧ ભાવસાર ભુખણ ચાંપશી. ૧ ભા. કશળચંદ દેવજી. ૧ ભા. લક્ષ્મીચંદ મકન. ૧ ભા. દામજી દુર્લભ. ૧ ભા. ભગવાન મોરાર ૧ ભા. ત્રીભોવન વર્ધમાન. વઢવાણ ૧ શા. જેઠાલાલ ત્રીભોવન. ૧ દીક્ષીત મુળશંકર પુંજા. ૧ ભા. શામળ કાળીદાશ. ૧ ભા. પીતામ્બર વાઘજી. ૧ ભા. ચકુ પરમા. ૧ સ. ગાંડા મંગળજી. ૧ રા. મગન ઘેલા. ૧ શેઠ પના કુંવરજી. ૧ ભાટીઆ ગરબડ નાનજી ૧ ભાટીઆ

શામળ નાનજી. ૧ ખોજા રામજી કુંવરજી. ૧ ખોજા વલીભાઇ લાલજી. ૧ ખોજા ખુશાલ નાનજી. ૧ પટેલ તળશી ગોરધન. ૧ પટેલ ચોંડા ખોડા. રા. રા. મણીલાલ ભોગીલાલ. ફોજદાર.

## વડોદરા.

૧૮ મે. મોતીલાલ રૂખડભાઇ. સરવે સેટલમેન્ટ ઓફીસના કારકુન સા. મારફત. ૨ મે. મોતીલાલ રૂખડભાઇ ૧ મે. માધવરાવ પાંડુરંગ સ. સે. ઓ. ના. કલાર્ક. ૧ મે. પ્રજારામ જીવણરામ. મેહેતા. સદર. ૧ મે. અંબાલાલ કેશવલાલ સદર ઓફીસના કારકુન. ૧ મે. પ્રાણજીવન હરીવલભ સદર. ૧ મે. છોટાલાલ ગોવરધન. સદર. ૧ મે. હીમતલાલ નરસીદાસ. સદર ૧ મે. નરસીલાલ લહેરશંકર તીવેદી. સદર. ૧ મે. વેરીભાઇ બાવાભાઇ. સદર ૧ મે. ચુનીલાલ ગીરધરલાલ. ૧ મે હરી રઘુનાથ. સદર ૧ મે. રઘુનાથ વૈજનાથ. સદર ૧ મે. જમનાદાસ નાગરદાસ ધંધુકાવાળા. સદર ૧ મે. પ્રાણલાલ નારણજી સદર ૧ મે. કમળાશંકર કૃષ્ણારામ જાની. ઇ. ડી. કારકુન. ૧ મે. હરીલાલ અમરતલાલ જાની. સ. મે. કમીશનર સ્ટાર કારકુન ૧ મે. ભાસ્કરરાવ સખારામ સદર.

## ઊમરાળા.

૨ રા. પ્રભુદાસ નરભેરામ. ૧ રા. જેઠાલાલ ભગવાન ભાવનગર.

## હળવદ.

૨૫ રા. રા. પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય તથા રઘુનાથજી મોરારજી દવેની મારફત. ૩ દવે રઘુનાથજી મોરારજી. ૧ ઉ-

પાધ્યાય પ્રભાશંકર રતનજી. ૧ શાહ કસ્તુર ટોકર. ૧ શાહ ત્રીભોવન મલુકચંદ. ૧ દવે કેશવજી હીરજી. ૧ શુકલ હરીશંકર ગૌરીશંકર ૧ રાવળ ગંગારામ ભવાનીશંકર. ૧ ગાંધી લલ્લુ ગોવિંદજી. ૧ જાની ફુલશંકર મહાશંકર ૧ રાવળ મોહનજી જયરામ. ૧ આચાર્ય જીવણ ત્રીભોવન. ૧ આચાર્ય ઉમીયાશંકર ગંગારામ. ૧ મેતા વાલજી રામકૃષ્ન. ૧ શાહ દામોદર જીવણ ટીકર ૧ ઠકર વલ્યમશી ચાંપશી. ટીકર ૧ જાની રેવાશંકર કલ્યાણજી ૧ જાની ઓધવજી દયાળજી ૧ શુક્લ મણીશંકર મહાશંકર. ૧ શુકલસ્યામજી ગોવિંદજી. ૧ ઠાકર શામજી ગોવર્ધન ખાખરેચી ૧ જાની ચતુર્ભુજ પ્રાણજીવન. ૧ શુક્લ ભાઇશંકર ત્રીભોવન ૧ પંડયા લીલાધર કેશવજી મરાંગધરા.

## રાજકોટ ટ્રેનિંગ કૉલેજ.

૧૭ મે. ત્રીભોવન નારાયણ મારફત. ૧ રા. રા. ત્રીભોવનનારાયણ. ૧ રા. રા. ખીમજી ગીગાભાઇ. ૧ રા. શંકરલાલ નાનજી. ૧ રા. રા. જીવરામ સુંદરજી ૨ રા. રા. કૃપાશંકર છગનલાલ. ૧ રા. રા. ડુંગરશી ચતુર્ભુજ. ૧ રા. રા. જટાશંકર કરૂણાશંકર ૧ રા. રા. ભાઇશંકર ધનજી. ૧ રા. રા. માણેકલાલ નાનજી ૧ રા. રા. ભવાનીશંકર નારણજી. ૧ રા. રા. વહાલજી ગીગાભાઇ ૧ રા. રા. ચતુર્ભુજ માણેકચંદ ૧ રા. રા. જેરામ જગજીવન. ૧ રા. રા. હરગોવિંદ જેશંકર. ૧ રા. રા. કાળીદાસ મહાશંકર ૧ રા. રા. ખુશાલ ભાઈશંકર.

## રાણપુર.

૧૬ દોશી ઉજમશી પ્રભુદાસ મારફત ૧ પરમાર બાપુ

બાહાથોજી. ૧ બાવા હરી ક્રશ્ન જગન્નાથ. ૧ શા વલભ મોતી. ૧ મુખી રામક્રશ્ન કાળીદાસ. ઉમરાળા. ૧ ગોર શીવ શંકર વલ્લભરામ. ૧ દોશી કેશવજી વસ્યમ. ૧ વોરા જેનુ લખાન ભાઈ. ૧ શોની વીઠલ હકા. ૧ ખોજા લાલજી રવજી. ૧ શા શીવલાલ ચાંપશી. ૧ શા દીપચંદ નારણુ. ૧ સૈયદ નજર અલી. મીર સાહેબ મીંયા. ૧ શા વીઠલ ફુલચંદ મોદી. ૧ દોશી ઉજમશી પ્રભુદાસ. ૧ દરબાર સુબા મીંઆં બાપુ સાહેબ. ૧ સુતાર ધનજી દામા.

ખસ.

૧૪ રા. રા. ભાઈશંકર ભગવાનજી આચાર્ય મારફત. ૨ પ્રીયભાઈ ભાઈ શંકર ભગવાનજી. ૨ પારેખ જીવણ ડાહ્યા ભાઈ. ૨ મે. દલેલખાન ફકરૂદીનખાન. ૧ શા પ્રેમચંદ રતનશી. ૧ ખંધાર વીરચંદ નાનચંદ ૧ ગૃહસ્થ. ૧ વસાણી છગનલાલ બાવલ ૧ મેતાજી માવજી શંકર બગડ. ૧ શા હરીચંદ છગન પોલારપુર. ૧ શા ગાંડા ઝવેર પેલારપુર. ૧ કારભારી કશળચંદ બહેચર પોલાર પુર

મોણપુર.

૧૨ દરબાર શ્રી યશવંતસિંહજી ખેતાભાઈ મારફત. ૧૦ દરબાર શ્રી યશવંતસિંહજી ખેતાભાઈ. ૧ શેઠ પોલા કલ્યાનજી. ૧ મેમણુ આદમ શીદી.

બોટાદ.

૧૦ પરમપ્રીય રા. રા. મોરારજી વિશ્વનાથ મેહેતા. મારફત.

ચુડા.

૮ કોઠારી અમુલખરાય નરસીદાસ મારફત. ૧ રા. રા.

અમુલખરાય નરસીદાસ ૧ રા. રા. સૌભાગ્યચંદ નથુભાઈ ડાકટર. ૧ કપાશી વાડીલાલ પાનાચંદ. ૧ મુળચંદ વેલશી. ૧ રા. ગીરધરલાલ વહાલજી મેહેતા. ૧ રા. સુખલાલ કમળશી. ૧ રા. તારાચંદ મુલચંદ ૧ રા. રાયચંદ નથુ.

૮ શાહ ઠાકરશી વીરપાળ મારફત. ૧ રા. ઠાકરશી વીરપાળ ૧ રા. રહેમતખાં ગુલામખાં. ૧ રા. આત્મારામ કાળીદાસ ૧ રા. તલકશી ચતુર. ૧ રા. રતનજી દયાળજી. ૧ શા. ભાઈશંકર કાળુ. ૨ રા. ઠાકરશી વીરપાળ.

## અમરાપુર.

૮ મે. શંકરલાલ અનોપરામ મેહેતા. વહીવટદાર સાહેબ.

## માળીઆ ( હાટીના )

૮ માસ્તર ભગવાનજી ફીકાભાઈ જોશી મારફત. ૩ રા. રા. ભગવાનજી ફીકાભાઈ ૧ વકીલ પુરૂષોતમ રણછોડ. ૧ મુળ ગરાશીયા હાટી કાળા રામા. ૧ વિલેજપોસ્ટમેન જા. દવજી વીરજી. ૧ શેઠ મોતીચંદ ઠાકરશી. ૧ આસી. ભગવાનજી રતનસી.

## રાણપુર.

૬ શેઠ હરજીવન નાનચંદ મારફત. ૧ રા. હરજીવન નાનચંદ ૧ દોશી ગુલાબચંદ ગોપાળજી. ૧ શા જસરાજ ઓઘડ ૧ શેઠ સુખલાલ જાઠા. ૧ શેઠ મગનલાલ તારાચંદ ૧ શાહ હકમચંદ જેઠાભાઈ.

## બોટાદ.

૩ સંઘવી મોહનલાલ મોતીચંદ. ૨. રાવળ પ્રાગજી અંબારામ.

## પરચુણ.

| | |
|---|---|
| ૧ રા. શીવલાલ હીમચંદ. | વઢવાણ કાંપ. |
| ૧ જોશી. ગૌરીશંકર બહેચર. | દેવળીઆ |
| ૧ મેતા પુરૂષોત્તમ કાળા. | દેવળીઆ. |
| ૧ માસ્તર. મહાશંકર બહેચર. | ત્રાપજ. |
| ૧ રા. રા. ગીરધરલાલ ભવાનદાસ. સ્કુલ માસ્તર. | વણોટ |

## બોટાદ.

૨ રા. રા અમરતલાલ નરશીદાસ બી. આ. ૧ મે. ઝવેર ઈશ્વર ૧ રા. રા. ત્રીભુવનદાસ રતનશી. ૧ રા. ત્રીભોવનદાસ ગોકળ. ૬ મીસ્તર ભાઈશંકર જાદવજી જોશી મારફત. ૧ મી. ભાઈશંકર જાદવજી. ૧ ગે. ગવરીશંકર લક્ષ્મીરામ. ૧ મે. ભાઈશંકર ભાણજી. ૧ મે. હીરાલાલ દુર્ગાશંકર. ૧ રા. રા. રેવાશંકર તુળશી. ૧ ભાઈ મોહન ઈશ્વર. ૫ રા. રા. શીવલાલ રૂપચંદ પારેખ માર્ફત.

૧ મજમુનદાર કેશવલાલ ત્રીભોવનદાસ. ૧ શા. ચુનીલાલ પુરૂષોત્તમદાસ. ૧ રા. રા. વિશ્વનાથ ઈશ્વર. ૧ રા. શીવલાલ રૂપચંદ. ૧ સૈ. વેકસીનેટર નથુભાઈ જગનાથ વ્યાસ. ૧ ખોજા વલીભાઈ કેશવજી. ૧ શેઠ. ત્રંબકલાલ કશવલાલ.

---

## બોટાદમાં દીક્ષા મહોત્સવ.

એ નામની જૈનબંધુને ઉપયોગી ચોપડી અમારા તરફથી બહાર પડી છે. તેની થોડી નકલો બાકી છે જેને લેવી હોય તેણે અમને લખવું. કિંમત દોઢ આનો. અને સામટી રાખનારને રૂપિઆ એકની ૧૬ પ્રત આપીશું. વેચનારાઓને ફાયદો પડે એવી રીતે કરીશુ સેંકડે ૨૦ ટકા કમીશન આપીશું.

---

## જાહેર ખબર.

આ "લાલસિંહ સાવિત્રી નાટક"ના જેઓ ગ્રાહક થયા છે. તેઓ સાહેબે મેહેરબાની કરી લવાજમ વેળાસર મોકલવું. જેઓને આ બુક ખરીદવાની મરજી હોય તેમણે લવાજમ સાથે લખવું. મનીઓર્ડર તથા લવાજમના પૈસા વગેરે મોકલનારાઓએ તથા બુક ખરીદ કરનારાઓએ દામોદર ખુશાલને શીરનામે લખવું

બોટાદ. } દામોદર ખુશાલ.
મગનલાલ પુરૂષોત્તમ.

---

અતી ઉપયોગી !! તદ્દન કવિતારૂપ !!

શાહ પ્રસિત.

# સુબોધક ગાયન.

એ નામનું રમુજની સાથે સુબોધ આપનારૂં કવિતારૂપ પુસ્તક અમારા તરફથી બહાર પડશે. જેની અંદર ઈશ્વર સ્તવન ( બનઝારા ) હીંદ હાલત ( વસતતીલકા ) આર્યોને બોધ ( ગરબી ) સુધારો ( લાવણી ) વહેમ ( હોરી ) કુસંપ ( બર્વાનુંતાન ) બાળલગ્ન ( રાગમારૂ ) વિદ્યા વિષે ( માઢ ) સત્ય ( પદ )દેશાટણ ( ઠુમરી )ચિત્રકાવ્ય ( છંદ ) જીવને શિક્ષા ( ગજલ ) સુબોધ ( મલાર ) ભણેલ સ્ત્રી વિષે ( કલ્યાણ ) સમાપ્તી ( આશાગોડી ) એ વગેરે પંદર વિષયોનો સમાવેશ સવાસો પદમાં કર્યો છે. વળી છત્રપ્રબંધ, કપાટપ્રબંધ, કમળ પ્રબંધ, કળશ પ્રબંધ, નિરોષ્ટકકાવ્ય, છેકાપન્હુતિ અલંકાર, સમસ્યા વગેરે અનેક બાબતો દાખલ કરવામાં આવેલ છે.

કીંમત બહુજ સસ્તી. માત્ર એકઆનો. પોસ્ટેજ અરધોઆનો. પાંચથી વધારે પ્રત ખપાવનારને પોસ્ટેજ માફ. દશપ્રતે એક પ્રત ભેટ ને પંદર પ્રત ખપાવનારને " લાલસિંહસાવિત્રી નાટક " ભેટ મળશે. સેંકડે ૨૦ ટકા કમીશન આપશું. ગૃહસ્થોએ નીચેને સીરનામે લખવું. આવી તક ફરી ફરીને નહીં મળે. માટે ભુલતા ના.

તા. ૧૫–૪–૮૮
**બોટાદ.**
કાઠિયાવાડ

**દામોદર ખુશાલ શાહ.**

**પ્રભુદાસ પુરૂષોત્તમ શાહ.**